વર્ષ ૧ લું :: : નવયુગ ગ્રંથમાળા : :: પુસ્તક ૬ ઠ્ઠું

# શ્રી અરવિંદ ઘોષના પત્રો

R. N. 256.



નવયુગ પુસ્તક ભંડાર : દેવસાનો પાડો : અમદાવાદ.

# શ્રી અરવિંદ ઘોષના પત્રો

અનુવાદક

કિસનસિંહ ચાવડા

પ્રકાશક

: નવયુગ પુસ્તક ભંડાર :

દેવસાનો પાડો: અમદાવાદ.

મૂલ્ય ૦-૨-૦

૧ લી આવૃત્તિ :: સંવત ૧૯૮૭

:: પ્રકાશક ::
જયંતિલાલ રેવાશંકર દાસી
નવયુગ પુસ્તક ભંડાર
દેવસાનો પાડો :: અમદાવાદ.



:: એજન્ટ ::
સી. જમનાદાસની કંપની
બુકસેલર્સ અને પબ્લીસર્સ
પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબઇ નં. ૨.

| | |
|---|---|
| વાર્ષિક ફાળે | છૂટક |
| ૦—૧—૬ | ૦—૨—૦ |
| પોસ્ટેજ માફ | પોસ્ટેજ જૂદું |

મુદ્રક : મૂલચંદભાઇ ત્રીકમલાલ પટેલ ; મુદ્રણસ્થાન : સૂર્યપ્રકાશ
પ્રિન્ટિંગ પ્રેસ : પાનકોરનાકા—અ મ દા વા દ

# પંદરમી ઑગસ્ટ*

કેટલાંક દર્દ થાય છે પણ બહાર દેખાતાં નથી. કેટલાંક તત્ત્વો માણીએ છીએ છતાં દેખાડી શકાતાં નથી. કેટલાંક દર્શનો સાક્ષાત કરીએ છીએ અને પ્રકટ કરી શકાતાં નથી. એટલે કોઈ વસ્તુ દેખાડી ન શકાય અથવા પ્રકટ ન કરી શકાય એટલા જ ખાતર એની વાસ્તવિકતા મટી જતી નથી.

શ્રી અરવિંદ અથવા એમના જીવનવ્રત (Mission)ના સંબંધમાં લખતાં મને આમ સહજ સંકોચ થાય છે અને એટલા ખાતર એમના વિશાળ, ગહન અને અનેકદેશીય જીવનવ્રતને આલેખતાં મને મારામાં અવિશ્વાસની સ્વાભાવિક લાગણી થાય છે.

બહારથી જોવા આવનાર વ્યક્તિને પહેલી દૃષ્ટિએ શ્રી. અરવિંદ આશ્રમ, આશ્રમની વ્યવસ્થા અને આશ્રમવાસીઓ કંઈક વિલક્ષણ અને ન સમઝાય તેવાં લાગે છે. માત્ર એકાદ કલાકની ઉડતી મુલાકાતમાં આશ્રમનો બાહ્ય નિત્યક્રમ પૂછીને આશ્રમ વિષે અભિપ્રાય બાંધનારા ઘણા મુલાકાતીઓ આશ્રમના ભાવિ વિષે નિરાશ થઈને ચાલ્યા ગયા છે. માત્ર ખોરાક અને પ્રાણાયામ વિગેરે ક્રિયાઓ વડે આધ્યાત્મિકતા જોખવા ટેવાયલા સાધુતાપ્રેમી ભાઇઓએ આશ્રમના આદર્શ ભણી અવિશ્વાસની અછડતી દૃષ્ટિ ફેંકીને અસંતોષ બતાવ્યો છે. અને આવા લોકોની પાસે બીજી આશા પણ ન રખાય. પરંતુ જેમણે આશ્રમમાં લાંબો વાસ કરીને આશ્રમના વાતા-

* પંદરમી ઑગસ્ટ એ શ્રી. અરવિંદની જન્મતિથિ છે. ગયા વર્ષની એ પૂણ્યતિથિ પ્રસંગે "કૌમુદી"માં શ્રદ્ધાંજલિ રૂપે પ્રસિદ્ધ થએલી મારી આ નોંધ પ્રાસંગિક થશે એમ ધારી મુકી છે. અનુવાદક.

વરણને, આશ્રમવાસીને સાક્ષાત કરવાનો પ્રયત્ન કર્યો છે. તેમને વસ્તુસ્થિતિની વાસ્તવિકતા અચૂક સમઝાઈ છે. બાકી તો કોઈ મહાન લેખકના એકાદ પુસ્તકના ઉપરછલા વાચનથી એની સમગ્ર વિભૂતિ (Personality) માટે મત ફેંકી દેનારા, કોઈ મહાકવિની એકાદ કવિતા ઉપરથી એની સમગ્ર કાવ્યપ્રતિભાની તુલના કરનારાઓ અને કોઈ વિશ્વ-વિભૂતિ વિષે આમતેમથી સાંભળીને એની જીવનશક્તિનો આંક બાંધનારાઓનો આપણા દેશમાં તોટો નથી. આમ થવાથી જે ગહન, સમર્થ, આંતર અને આધ્યાત્મિક તત્ત્વો વિભૂતિના સમગ્ર જીવનનાં વાસ્તવિક પ્રેરક બળો હોય છે તેનાથી સામાન્ય જનસમાજ અનભિજ્ઞ રહે છે. અને એટલા પૂરતી એ સમયમૂર્તિ એ સમયમાં અણઓળખીજ રહે છે.

શ્રી અરવિંદનું જીવનવ્રત માનવ આત્માની મુખ્ય ચાલક શક્તિઓ સાથે સંબંધ ધરાવે છે. મર્યાદિત અને એક પક્ષી જ્ઞાનજ્યોતિથી અલોકિત અપૂર્ણ માનવ મનની ઉપર જે દિવ્ય ભૂમિકાઓ છે તેનો સંદેશ ઝીલીને, મનથી પર જે સત્ય આવી રહેલ છે તેનો સાક્ષાત્કાર કરીને, પૃથ્વી ઉપર તેની પુનર્ઘોષણા અને પુનઃ પ્રતિષ્ઠા કરવી એ જ શ્રી અરવિંદનું જીવનકાર્ય છે.

યુરોપીય વિજ્ઞાન પ્રકૃતિને એક રીતે જીતવાનો પ્રયત્ન કરે છે. કેટલાંક ક્ષેત્રોમાં તેણે અદ્ભુત વિજયો પ્રાપ્ત કર્યાં છે; પરંતુ આ જીત પ્રકૃતિ ઉપરની નહિ પરંતુ તેનાં બાહ્ય સ્વરૂપો ઉપરની છે. તે માનવતાના વાસ્તવિક જીવનને ભાગ્યે જ સ્પર્શે છે, માનવતા કે તેના ભાવી અસ્તિત્વ માટે તેણે કઈ મહત્ત્વની સમુત્ક્રાંતિ સાધી છે? કામ, ક્રોધ, લોભ,

ઈર્ષા, રોગ, મૃત્યુ વગેરે માનવમાં રહેલાં પશુતત્ત્વો અને અજ્ઞાની બળો જે માનવતાના મૂળમાં રહેલાં છે, એને આજનું વિજ્ઞાન ક્યાં સુધી અડકયું છે એ જટિલ છતાં મહત્ત્વનો પ્રશ્ન છે.

શ્રી અરવિંદ આજે એકાંતમાં છે. વૈજ્ઞાનિકની શાંત, સતત અને મુંગી ઉપાસના, કવિની અપૂર્વ કલ્પનાસમાધિ, ચિત્રકારની સુંદર સ્મૃતિસાધના કે યોગીની દીર્ઘ, અવિશ્રાંત, એકલક્ષી અને ભવ્ય તપશ્ચર્યા એ સર્વ આત્મનિષ્ઠ કલા-સર્જકોની જુદી જુદી એકાંત અવસ્થાઓ જ છે. નવીન સર્જનના વિધાયકો થોડા કે ઘણા પોતાની શક્તિ અનુસાર આંતરમુખ તો હોવાના જ. અને આવી સર્જનાત્મક સાધનાની સિદ્ધિઓના ટેકાથી જ માનવતા સમુત્ક્રાંતિ ભણી પ્રસ્થાન કરે છે.

પોતાની આત્મશક્તિમાં લયલીન બનીને મૌલિક અને ક્રિયાત્મક ચૈતન્ય પ્રકટાવવાનો પ્રયત્ન કરનાર દરેક વિભૂતિને એકાંતની જરૂર અનિવાર્ય છે. કારણ આ ચૈતન્ય, મૂળ બળો, મૂળ સત્યો અને વસ્તુઓના મૂળ સ્વરૂપનું મુખદ્વાર છે, અને અહિંઆં જ બધી વાસ્તવિક શક્તિઓ જન્મે છે અને ઘડાય છે. આ શક્તિની શોધ અને સિદ્ધિ એજ શ્રી અરવિંદના જીવનકાર્યની સાર્થકતા છે.

શ્રી અરવિંદની જીવનસિદ્ધિ કાલ અને દિશાની, રાષ્ટ્રીયતા અને સંસ્કૃતિઓની મર્યાદાઓને વટાવી જાય છે, છતાં પ્રત્યેકના સત્યાંશને સાચવે છે અને પ્રકટાવે છે એ એની મૌલિકતા છે. આધ્યાત્મિકતા એ માત્ર આંતરજીવનમાં પ્રાપ્ત કરેલો

સત્યનો સાક્ષાત્કાર નથી પરંતુ જીવનની સર્વ પ્રવૃત્તિઓનું નિયામક બળ છે એમ શ્રી અરવિંદની યોગસાધના શિખવે છે. એટલે જ ભૌતિકશાસ્ત્રોનો અને પદાર્થવિજ્ઞાનના મહાન વિજયોનો શ્રી. અરવિંદના વ્યાપક સમન્વયમાં સંપૂર્ણપણે સ્વીકાર છે. પ્રકૃતિની ઉપર આત્માએ મેળવેલ કોઈ પણ પ્રકારનો વિજય એઓ તરછોડતા નથી.

વિજ્ઞાનના પ્રયોગમાં જેમ નવી શોધ થયા પછી પ્રયોગશાળામાં તેની પૂરેપુરી અજમાયશ કરવી પડે છે તેમ આ સિદ્ધિને પણ આજે શ્રી અરવિંદ પોતાની પ્રયોગશાળામાં મર્યાદિત કાર્યક્ષેત્રમાં અજમાવી રહ્યા છે. આમ પ્રતિક્ષણ પલટાતી જીવનાવસ્થામાં એકધારો નિત્યક્રમ રહેવો મુસ્કેલ છે. એટલે બહારથી આવીને થોડો વખત ઉપર ઉપરથી આશ્રમવાસીઓને નિરખીને આદર્શને માટે મત બાંધવામાં તથા પાંચદસ દિવસમાં જ શ્રી અરવિંદની શક્તિનો આંક મૂકવામાં શ્રી અરવિંદ અને એમના જીવનકાર્યને અન્યાય કરવા જેવું છે. આશ્રમ હજી પ્રયોગશાળા છે અને આશ્રમવાસીઓ એક રીતે સમુત્ક્રાંત ભાગવત જીવનના પ્રયોગવીરો છે.

ગૌતમબુદ્ધની શાંત તપશ્ચર્યા અને મૌનભરી પ્રચંડ આત્મશક્તિ જગતને ઉન્નતગામી કરીને નવીન સર્જનયુગનાં પ્રેરકબળો ઉત્પન્ન કરશે એવું બુદ્ધના કોઈ સમકાલીન શિષ્ય અથવા ભક્તે માન્યું હશે? સમસ્ત ભારતમાં પથરાયેલાં બૌદ્ધ સ્થાપત્યો–અજંતા બાઘ અને સિગુરીઆની ગુફાઓમાં નષ્ટાવશેષ રહેલ બેનમૂન ચિત્રકલાનાં અનંત સર્જનો, ભારતીય સામ્રાજ્યના અદ્‌ભુત વિસ્તારો અને એશિયાભરમાં

આવેલાં આધ્યાત્મિક પુનઃરુત્થાનનાં સબળ મોજાંઓની કોઈને એ વખતે કલ્પનાય હશે?

બુદ્ધના પ્રયોગ માટે પોતાનું જીવન અર્પણ કરનાર કોઈ પણ પ્રયોગવીરને આપણે આજે નથી ઓળખતા પરંતુ એમના જીવનખમીરથી સિંચાયલા પાયા ઉપર બુદ્ધે માનવતા માટે જે સમુત્ક્રાંત જીવનની મ્હેલાત ઉભી કરી દીધી તેનાં જ આજે દર્શન રહ્યાં છે.

આવતી કાલે પણ કદાચ શ્રી અરવિંદની પ્રયોગશાળાના પ્રયોગવીરોની કબર ઉપર ચણાયલી સમુત્ક્રાંત ભાગવત જીવનની મ્હેલાત જ માનવતાને મ્હાલવા કાજે રહે તો નવાઈ નહિ! શ્રી અરવિંદની જીવનસિદ્ધિનાં પ્રાકટ્યમાં સમાઈ જનારા એ પ્રયોગવીરો માનવજાતિના કલ્યાણજનકો છે.

આવું રૂડું સ્વપ્નદર્શન કદાચ આજે ગાંડાઈ લેખાય! હોય.

" એવા મહાન પુરુષના જન્મદિવસે અંતરમાંથી અભીપ્સા ઉઠે છે કે એ વિરલ શ્રદ્ધા, એ દુર્લભ ધૈર્ય, અને શાંત–મૂગી તપસ્યા, રાષ્ટ્ર અને કાલનાં બંધનોને વટાવી જતું એ દિવ્ય-દર્શન અને તેણે સાધેલ મહાન સમન્વય, ભગવાનની પ્રાપ્તિ માટે તેમણે સાધેલ મહાન આત્મસમર્પણનું અદ્‌ભુત રહસ્ય, વગેરે જે જે અસાધારણ ગુણોનું મૂર્ત સ્વરૂપ શ્રી અરવિંદ છે તે જગતભરમાં સત્યની પ્રાપ્તિ માટે અભીપ્સા રાખનાર સર્વ કોઈમાં ઉતરો. "

**કિસનસિંહ ચાવડા**

# અનુવચન

મૃણાલિની દેવી ઉપર લખાયલા પહેલા ત્રણ પત્રો ઇ. સ. ૧૯૦૮ માં કલકત્તાના ગ્રે સ્ટ્રીટના શ્રી અરવિંદના ઘરની ઝડતી લેવામાં આવી ત્યારે મળી આવેલા. ત્યારબાદ એ પત્રો અલીપુર બૉમ્બ કેસમાં કૉર્ટમાં પણ રજૂ કરવામાં આવ્યા હતા. કેસમાં આ કેટલાક પત્રોમાંથી એમના મતવાદ વિષે ચર્ચા પણ થએલી.

આ પત્રોનો સમય બંગાળનો ઐતિહાસિક સમય હતો. બંગાળના એ બૉમ્બકાળથી સરકાર બાવરી બની હતી અને આજની જેમ એના ઑર્ડીનન્સની કલા દહાડે ન વધે એટલી રાત્રે વધતી હતી. બંગાળી પ્રજામાં નવપ્રાણની પ્રતિષ્ઠા થઈ રહી હતી અને બંગાળી જુવાનો માતાના નામ ઉપર જીવન ન્યોછાવર કરવાની હરિફાઈમાં પડ્યા હતા. સ્વદેશીનો એ સૂવર્ણયુગ ભારતના સ્વાતંત્ર્યના ઇતિહાસમાં અપૂર્વ છે. એ સ્વદેશીયુગના પ્રાણ અને સમગ્ર પ્રવૃત્તિના સંચાલક શ્રી અરવિંદનું પૂણ્યસ્મરણ મારે મન એક પવિત્ર કર્તવ્ય છે.

ચોથો પત્ર ઇ. સ. ૧૯૨૦ માં શ્રી બારીન્દ્રકુમાર ઘોષ ઉપર લખાયલો છે. એ વખતે બારિનબાબુ આંદામાનના કાળાપાણીએથી તાજાજ આવેલા હતા. બંગાળ પ્રાંતિક પરિષદ મેદનીપુરમાં ભરાવાની હતી અને એનું પ્રમુખસ્થાન સ્વીકારી ફરી બંગાળનું નેતૃત્વ સ્વીકારવાની વિનંતિ કરવા પ્રતિષ્ઠિત બંગાળી નેતાઓનું એક શિષ્ટમંડળ શ્રી અરવિંદ પાસે પોંડિચેરી આવવાનું હતું, તે વખતે બંગાળની અને પોતાની

પરિસ્થિતિ વિગતવાર સમજાવતો એક લાંબો પત્ર બારિન-બાબુએ શ્રી અરવિંદને લખેલો; તેનો એ ભવ્ય જવાબ છે.

પહેલા ત્રણ પત્રોમાં રાજકીય જીવનના ઝંઝાવાત વચ્ચે શ્રી અરવિંદે દૃઢ શ્રદ્ધા અને અપૂર્વ શાંતિપૂર્વક ભવિષ્યના દિવ્યજીવન માટેની ઉછેરેલી અભિપ્સા સ્પષ્ટ રૂપે દેખાય છે. મૃણાલિની દેવીને કહેલી ગુપ્ત વાત એ આજે શ્રી અરવિંદની જીવનસિદ્ધિ છે.

બારીન્દ્રકુમારના પત્રમાં બંગાળના એ વખતના લોકજીવનની સમર્થ અને સમતોલ મીમાંસા, પૂર્વ અને પશ્ચિમના જીવન સમન્વયના આવશ્યક સિદ્ધાંતોની ચિંતન-શીલ સમાલોચના, ભારતની દુર્બલતાનું સ્પષ્ટ દર્શન અને પોતાના જીવનવ્રત (Mission of life) ની હૃદયંગમ કથા છે.

માતૃભૂમિની મુક્તિનું મૂલ્ય આજે ગૂજરાત સમજતું અને આપતું થયું છે. એવે સમયે આ પત્રો ગુજરાતીઓનાં વધતાં જતાં સન્નિષ્ઠા અને સામર્થ્યમાં નૂતન પ્રેરણા અને બળ પૂરો.

વડોદરા : **કિસનસિંહ ચાવડા**

## ૧

૩૦ મી ઑગસ્ટ, ૧૯૦૫.

**પ્રિયતમા મૃણાલિનિ**

તમારો ૨૪ મી ઑગસ્ટનો પત્ર મળ્યો. તમારા માત-પિતાને ફરી પાછું એ જ દુઃખ થયું એ સાંભળીને હું દુઃખી થયો છું. કયા પુત્રનું અવસાન થયું એ તો તમે લખ્યું જ નથી. દુઃખ આવ્યું તો પણ શું થયું? સંસારમાં સુખની શોધમાં ભટકવાથી સુખમાં જ દુઃખ દેખાય છે; દુઃખ સર્વદા સુખની સાથે જોડાએલું હોય છે. આ નિયમ કેવળ પુત્ર-કામનાના સંબંધમાં લાગુ પડે છે એમ નથી, સર્વ સાંસારિક કામનાનું એ જ ફળ હોય છે. ધીર ચિત્તથી સર્વ સુખ-દુઃખનું ભગવાનના ચરણમાં સમર્પણ કરવું એ જ મનુષ્યને માટે એક માત્ર ઉપાય છે.

હું વીસ રૂપિયાને બદલે દસ રૂપિયા સમજ્યો હતો એટલે જ લખ્યું હતું કે દસ રૂપિયા મોકલીશ. પણ પંદર રૂપિયાની જરૂર હશે તો પંદર રૂપિયા જ મોકલીશ. આ મહિનામાં સરોજિનિએ દાર્જીલીંગમાં તમારે માટે સાડી ખરીદી છે તેના રૂપિયા મેં મોકલી દીધા છે. તમે ત્યાં દેવું કર્યું છે એની મને અહીં શી ખબર પડે? પંદર રૂપિયા ખર્ચ થયો તે મોકલી દીધા છે, બીજા ત્રણ ચાર રૂપિયા જોઇશે તો તે

પણ આવતે મહિને મોકલી આપીશ. તમનેઆ વખતે વીસ રૂપિયા મોકલીશ.

ફરી હું પાછો એની એ જ વાત કરું છું. હવે તો તમને ખબર પડી ગઈ હશે કે જેના ભાગ્યની સાથે તમારું ભાગ્ય જોડાયું છે તે એક વિલક્ષણ પ્રકારનો મનુષ્ય છે. આ દેશમાં આજકાલ લોકોની જેવી મનોભાવના, જીવનનો ઉદ્દેશ અને કર્મક્ષેત્ર હોય છે એવાં મારાં નથી. બધાય વિષયમાં હું ભિન્ન અને અસાધારણ છું. અસાધારણ મત, અસાધારણ પ્રયત્ન અને ઉચ્ચ આશાના સંબંધમાં સામાન્ય માણસો જે ધારે છે એ કદાચ તમે જાણતા હશો. આ સર્વ ભાવોને એ પાગલપણું કહે છે. પરંતુ પાગલને પોતાના કર્મક્ષેત્રમાં જ્યારે સફળતા પ્રાપ્ત થાય છે ત્યારે તેને પાગલ નહિ પણ પ્રતિભાશાળી મહાપુરુષ કહે છે. પણ કેટલા માણસોનો પ્રયત્ન સફળ થાય છે? હજારમાં દસ માણસ અસાધારણ હોઈ શકે અને, એ દસમાં એકાદને સફળતા વરે છે. મારા કર્મક્ષેત્રમાં સફળતા તો દૂરની વાત છે, હજી તો હું મારા કર્મક્ષેત્રમાં પૂર્ણ રીતે અવતરણ પણ કરી શકયો નથી. એટલે લોકો મને પાગલ જ સમજશે. પાગલને પાલે પડવું એ સ્ત્રીઓને માટે મોટું અમંગળ છે; કેમકે સ્ત્રી જાતિની બધીય આશા સાંસારિક સુખ દુઃખથી આબદ્ધ હોય છે. અને પાગલ પોતાની સ્ત્રીને એ રીતે સુખ ન દેતાં દુઃખ જ દે છે.

હિંદુ ધર્મના પ્રવર્તકો આ વાત સમજ્યા હતા. અસાધારણ ચારિત્ર, અસાધારણ પ્રયત્ન અને મહત્ આશા એ એમની પ્રિય વસ્તુઓ હતી. અસાધારણ મનુષ્ય પાગલ હો કે મહાપુરુષ હો પણ એને એઓ સ્નેહ અને માનની દષ્ટિએ

જોતા. પણ આ બધી અસાધારણતાથી સ્ત્રીની જે ભયંકર દુર્દશા થતી એનો શું ઉપાય ? મહર્ષિઓએ એનો પણ ઉપાય નિરધાર્યો છે. એમણે સ્ત્રી જાતિને સંબોધીને કહ્યું: " તમે બીજા બધા મંત્રો છોડીને **पतिः परमो गुरुः** એને જ એક માત્ર મંત્ર સમજો. " સ્ત્રી સ્વામીની સહધર્મિણી છે, સ્વામી જે કાર્યને સ્વધર્મ સમજીને સ્વીકારે એમાં સહાય કરવી, મંત્રણા આપવી, ઉત્સાહ પૂરવો અને દેવ સમજીને એમના સુખમાં સુખ અને દુ:ખમાં દુ:ખ માનવું એ સહ-ધર્મિણીનું કર્તવ્ય છે. કાર્ય નિશ્ચિત કરવું એ પુરુષનો અધિ-કાર છે અને એમાં સહાય કરવી, ઉત્સાહ આપવો એ સ્ત્રીનો અધિકાર છે.

હવે કહેવાનું એ છે કે તમે ઉપરોક્ત હિંદુ ધર્મનો માર્ગ સ્વીકારશો કે સુધરેલા ધર્મને પંથે ચાલશો ? પાગલ સાથે તમારા લગ્ન થયા છે એ તમારા પૂર્વજન્મના કર્મ-દોષનું ફળ છે. પોતાના ભાગ્યની સાથે એક વ્યવસ્થા કરવી ઠીક છે. અને એ વ્યવસ્થા કેવા પ્રકારની ? સાધારણ લોકોની જેમ તમે પણ એને પાગલ કહીને ઉડાવી દેશો ? પાગલ તો એના પોતાના માર્ગે દોડશે જ, તમે એને નહિ રોકી શકો. કારણ તમારા કરતાં એનો સ્વભાવ વધારે બલવાન છે. ત્યારે તમે શું ખૂણામાં બેસીને રડયા કરશો ? કે તેનો સાથ કરી પાગલની જેમ પાગલ બનશો ? અન્ધરાજા ધૃતરાષ્ટ્રની પત્નીએ જેમ પોતાની આંખોએ પાટા બાંધીને પોતે પણ આજન્મ અંધાપો ભોગવ્યો તેવું તમે કરશો ? તમારામાં બ્રાહ્મ સ્કૂલના ગમે તેટલા સંસ્કાર કેમ ન હો પણ તમે હિંદુ ગૃહની કન્યા છો, હિંદુના પૂર્વપુરુષનું લોહી તમારા શરીરમાં વહે છે, એટલે

તમે છેલ્લો જ માર્ગ ગ્રહણ કરશો એમાં મને સંદેહ નથી.

મારામાં ત્રણ જાતનું પાગલ પણું છે. પહેલું પાગલ પણું એ છે કે મારો દૃઢ વિશ્વાસ છે કે ભગવાને જે ગુણ, જે પ્રતિભા, જે ઉચ્ચ સંસ્કાર, વિદ્યા અને ધન આપ્યું છે એ સર્વ ભગવાનનું છે. જેટલું કુટુંબના ભરણ પોષણ અર્થે આવશ્યક હોય એટલું જ પોતાને માટે રાખવાનો તેનો અધિકાર છે, અને બાકી રહે તે ભગવાનને એનું પાછું આપી દેવું જોઈએ. જો હું બધું જ મારે માટે, મારા સુખ અને વિલાસને માટે ખર્ચ કરું તો હું ચોર કહેવાઉં. હિંદુશાસ્ત્ર કહે છે કે જે ભગવાન તરફથી મળેલું ધન એને પાછું અર્પણ કરતો નથી એ ચોર છે. આજ સુધી ભગવાનને ફક્ત બે જ આના આપીને ચૌદ આના પોતાના સુખમાં ખર્ચ કરી, હિસાબ ચુકાવવાનો દંભ કરીને સાંસારિક સુખમાં મસ્ત રહ્યો છું. અર્ધું જીવન એમ જ વૃથા ગુમાવ્યું છે. પશુ પણ પોતાનું અને પોતાના પરિવારનું પેટ ભરીને કૃતાર્થ થાય છે.

આજ સુધી પશુવૃત્તિ અને ચૌર્યવૃત્તિ કરતો આવ્યો છું એ હું સમજ્યો છું અને સમજ્યા પછી અતિશય પશ્ચાતાપ અને પોતાની જાત ઉપર ઘૃણા થઈ છે; અને એ પાપ હવે મેં હંમેશને માટે ત્યજી દીધું છે. ભગવાનને સમર્પણ કરવું એનું રહસ્ય એ છે કે ધર્મકાર્યમાં વ્યય કરવો. જે રૂપિયા મેં સરોજિની અને ઉષાને આપ્યા એનું દુઃખ નથી થતું, કારણ પરોપકાર એ ધર્મ છે, અને તેમાંય આશ્રિતની રક્ષા કરવી એ પરમધર્મ છે. પણ માત્ર ભાઈ બહેનને આપવાથી જ હિસાબ પૂરો નથી થતો. આ દુર્દિનોમાં સમસ્ત દેશ મારે આંગણે આશ્રિત છે. મારા ત્રીસ કોટી ભાઈ બહેનો

આ દેશમાં છે. એમાં અનેક તો અન્ન વિના ભૂખે મરી રહ્યાં છે અને કેટલાયે કષ્ટ અને દુઃખથી જર્જરીત થઈને માંડ માંડ જીવી રહ્યાં છે. એમનું હિત કરવું એ મારો પ્રથમ ધર્મ છે.

શું કહો છો? આ વિષયમાં મારી સહધર્મિણી બનશો? માત્ર સામાન્ય લોકોની જેમ ખાઈ પીને જરૂર જેટલુંજ રાખીને બાકીનું જે રહેશે તે ભગવાનને જ અર્પણ કરવાની મારી ઇચ્છા છે. તમારી જો આવી ઇચ્છા હોય અને તમે જો આ ત્યાગ સ્વીકારવા તૈયાર હો તો મારી અભિસંધી પૂર્ણ થશે. તમે કહ્યું હતું, "મારી કોઈ પણ પ્રકારની ઊન્નતિ નથી થઈ" તો આ એક ઊન્નતિનો માર્ગ બતાવ્યો છે. તમે એ માર્ગ સ્વીકારવા તૈયાર છો?

બીજું પાગલપણું હમણાંજ દાખલ થયું છે. એ પાગલપણું એ છે કે કોઈ પણ રીતે ભગવાનનો સાક્ષાત્કાર કરવો. વાત વાતમાં પ્રભુનું નામ લેવું, સૌની સમક્ષ પ્રાર્થના કરવી અને લોકોને પોતાની ધાર્મિકતા બતાવવી એ આજકાલનો ધર્મ મારે નથી જોઈતો. ઈશ્વર જો હોય જ તો એના અસ્તિત્વના અનુભવનો—એના સાક્ષાત્કારનો પણ કોઈ માર્ગ હોવોજ જોઈએ. એ માર્ગ ગમે તેટલો દુર્ગમ કેમ ન હોય પણ એ માર્ગે જવાનો મેં દૃઢ સંકલ્પ કરી દીધો છે. હિંદુ ધર્મ કહે છે કે પોતાના શરીરમાં—અંતરમાં જ એ માર્ગ છે. એ જાણવાના નિયમો પણ બતાવ્યા છે. એ સઘળું પાલન કરવાનું મેં શરુ પણ કરી દીધું છે, અને એક માસમાં હું અનુભવી શક્યો છું કે હિંદુ શાસ્ત્રની વાત મિથ્યા નથી. એણે જે જે અનુભવો જણાવ્યા છે એ સૌનો હું સાક્ષાત્કાર કરી રહ્યો

છું. મારી ઇચ્છા તમને પણ એ માર્ગે લઈ જવાની છે. તમે મારી સાથે સાથે નહિ ચાલી શકો કેમકે હજી તમને એટલું જ્ઞાન નથી થયું, પરંતુ મારી પાછળ પાછળ આવવામાં કોઈ હરકત નથી. આ માર્ગે સૌને જ સિદ્ધિ મળી શકે છે; પણ પ્રયાણ કરવું એ તમારી ઇચ્છા ઉપર નિર્ભર છે. કોઈ તમને જોર જુલ્મથી નહિ લઈ જઈ શકે. જો તમારી ઇચ્છા હશે તો હું એ બાબતમાં તમને વધારે લખીશ.

ત્રીજું પાગલપણું એ છે કે બીજા બધા લોકોની જેમ હું સ્વદેશને મેદાન, ખેતરો, વન, પર્વતો અને નદીઓનો સમુદાય સમજીને જડ પદાર્થ નથી માનતો. હું તો સ્વદેશને માતા માનીને એની ભક્તિ અને પૂજા કરું છું. માતાના વક્ષઃસ્થળ ઉપર બેસીને જો રાક્ષસ રક્તપાન કરવા તૈયાર હોય ત્યારે એના સંતાને શું કરવું ? નિશ્ચિંત ભાવથી આહાર વિહારમાં મચ્યા રહેવું, સ્ત્રી પુત્રોની સાથે આમોદ પ્રમોદ કર્યા કરવો કે માતાના ઉદ્ધાર માટે દોડી જવું? હું જાણું છું કે આ પતિત જાતિનો ઉદ્ધાર કરવાની શક્તિ મારામાં છે. શારીરિક શક્તિ નહિ (તલવાર કે બંદૂકનું રાક્ષસી બલ નહિ) પણ જ્ઞાનનું બલ. ક્ષાત્રતેજ જ કંઈ એકમાત્ર તેજ નથી, બ્રહ્મતેજ પણ છે, અને એ તેજ જ્ઞાન ઉપર પ્રતિષ્ઠિત છે. મારી આ ભાવના આજ કાલની નથી, આ ભાવના લઇને તો હું જન્મ્યો છું. મારા અણુએ અણુમાં આ ભાવના ઓતપ્રોત છે. ભગવાને જ આ મહાવ્રતના સાધનને માટે મને પૃથ્વી ઉપર મોકલ્યો છે. ચૌદ વર્ષની ઉમ્મરે આ ભાવબીજ અંકુરીત થવા લાગ્યું હતું અને અઢાર વર્ષની ઉમ્મરમાં તો એની પ્રતિષ્ઠા દૃઢ થઈ ગઈ. ન...માસીની

વાત સાંભળીને તમે માની લીધું કે કોઈ બદમાસ માણસો તમારા ભલા અને સરળ સ્વામીને કુમાર્ગે ખેંચી ગયા છે, પરંતુ તમારા એ ભલા સ્વામીએ જ એ લોકોને અને બીજા સેંકડો લોકોને એ કુમાર્ગે—કુમાર્ગે કહો કે સુમાર્ગે—ચઢાવ્યા છે. અને હજીય હજારો માણસને એ રસ્તે લઈ જશે. કાર્ય-સિદ્ધિ મારી હયાતીમાંજ થશે એમ હું નથી કહેતો પણ થશે એતો નક્કી જ.

હવે હું પૂછું છું કે આ બાબતમાં તમે શું કરવા ઇચ્છો છો? સ્ત્રી સ્વામીની શક્તિ છે. તમે ઉષાના શિષ્ય બનીને સાહેબ—પૂજાના મંત્રનો જાપ જપશો, ઉદાસીન થઇને સ્વામીની શક્તિનો ક્ષય કરશો કે સહાનુભૂતિ અર્પીને એના ઉત્સાહને દ્વિગુણીત કરશો? તમે કહેશો "આ સર્વ મહત્ કાર્યોમાં મારા જેવી એક સામાન્ય અબળા શું કરી શકે? મારામાં બળ નથી અને બુદ્ધિય નથી એથી મને ભય થાય છે." એનો ઉપાય સહજ છે. ભગવાનના ચરણમાં આશ્રય લો, ઇશ્વરપ્રાપ્તિના પંથમાં એક વાર પ્રવેશ કરો, તમારામાં જે અભાવ હશે તેને એ અવશ્ય પૂર્ણ કરશે. જે ભગવાનનો આશ્રય લે છે તેની પાસેથી ભય ધીરે ધીરે દૂર થઈ જાય છે, અને જો તમે માણસોની વાત ન સાંભળીને મારા ઉપર વિશ્વાસ રાખી શકતા હો તો હું મારું પોતાનું બળ પણ તમને આપી શકું. એનાથી મારા બળની ક્ષતિ ન થતાં વૃદ્ધિ જ થશે. આપણા લોકોએ કહ્યું છે "સ્ત્રી સ્વામીની શક્તિ છે." એટલે સ્વામી પોતાની પત્નીમાં પોતાની પ્રતિમૂર્તિ જોઈ એની પાસે પોતાની મહેચ્છાનો પ્રતિધ્વનિ સાંભળીને બમણી શક્તિ મેળવે છે.

હંમેશા શું આવા જ ભાવથી જીવવું છે? સારા કપડાં પહેરવાં, સારું સારું ખાવું પીવું, હાસ્ય નૃત્ય વગેરે સર્વ પ્રકારના સુખભોગ કરવાં એવી મનની અવસ્થા એ ઉન્નતિ ન કહેવાય. આજ કાલ આપણા દેશની સ્ત્રીઓનું જીવન અતિ સંકીર્ણ અને ક્ષુલ્લક થઈ ગયું છે. તમે આ બધું છોડીને મારી સાથે આવી જાઓ. આપણે જગતમાં ભગવાનનું જે કાર્ય કરવા આવ્યા છીએ તેનો આરંભ કરીએ.

તમારા સ્વભાવમાં એક દોષ છે—તમે અત્યંત સરલ છો, તેથી કોઈ જે કાંઈ કહે તે બધું એકદમ માની લો છો. એથી મન હંમેશા અસ્થિર રહે છે, બુદ્ધિને વિકાસ મળતો નથી અને કોઈ કાર્યમાં એકાગ્રતા નથી થતી. આ દોષ સુધારવો જોઇએ. એક જ માણસની વાતમાં શ્રદ્ધા રાખીને જ્ઞાન મેળવવું જોઇએ, એક જ લક્ષ્ય રાખીને અવિચલિત ચિત્તથી કાર્યસાધના કરવી જોઈએ અને લોકોની નિંદા અને ઘૃણાને તુચ્છ સમજીને સ્થિર ભક્તિ રાખવી જોઈએ.

બીજો પણ એક દોષ છે, પણ તે તમારા સ્વભાવનો નથી, સમયનો છે. દેશમાં સમય જ એવો આવ્યો છે કે લોકો ગંભીર વાત સુદ્ધાં સ્થિર રહીને ધીર ચિત્તે સાંભળી શકતા નથી. ધર્મ, પરોપકાર, મહત્ આકાંક્ષા, મહાન પ્રયત્ન, દેશોદ્ધાર જેવા ગંભીર ઉચ્ચ અને મહાન વિષયો પણ હસીને ઉડાવી દેવામાં આવે છે. બ્રાહ્મ સ્કૂલમાં રહેવાથી તમારામાં પણ આ દોષ કંઈક આવ્યો છે, બારિનમાં પણ આ દોષ હતો. થોડે ઘણે અંશે આ દોષથી આપણે સૌ દુષિત છીએ. પણ દેવઘરના લોકોમાં તો એની વૃદ્ધિ આશ્ચર્યકારક છે. મનના આ ભાવોને દૃઢતાપૂર્વક દૂર કરવા જોઇએ, જે તમે સહજ

કરી શકશો. એક વાર મનન કરવાની ટેવ પાડવાથી તમારો મૂળ સ્વભાવ જાગી ઊઠશે. પરોપકાર અને સ્વાર્થત્યાગ તરફ તમારો કુદરતી જ ઝોક છે, માત્ર મનના બળનો અભાવ છે. ઇશ્વર ઉપાસનાથી એ બળ તમે અવશ્ય મેળવશો.

મારી જે ગુપ્ત વાત હતી તે આજ છે. કોઇની આગળ આ ન કહેતાં પોતાના મનમાં જ ધીર ચિત્તે એનું મનન કરજો. એમાં ભય પામવાનું કશું જ નથી પણ મનન કરવાનું ઘણું છે. પહેલાં બીજું કાંઈ નહિ કરવું પડે. માત્ર હંમેશા અર્ધો કલાક ભગવાનનું ધ્યાન કરવું પડશે, એમની પાસે પ્રાર્થના રૂપે પોતાની બળવતી ઇચ્છા પ્રકટ કરવી જોઇશે. મન તો ધીરે ધીરે તૈયાર થઈ જશે. એની પાસે એજ પ્રાર્થના કરવી પડશે કે "હે પ્રભો ! હું સ્વામીના જીવનકાર્યમાં એમના ઉદ્દેશ અને ઈશ્વરપ્રાપ્તીના પથમાં બાધાઓ ન નાંખતા સર્વદા સહાય કરું, સાધનભૂત થાઉં." આટલું કરશો ?

તમારો—

૨

૨૩ મી સ્કૅાટસ લેઇન,

કલકત્તાઃ

૧૭ મી ફેબ્રુઆરી, ૧૯૦૭.

**પ્રિય મૃણાલિનિ,**

ઘણા દિવસથી તમને પત્ર ન લખ્યો એ મારો ચિરંતન અપરાધ છે. તેને માટે તો તમે તમારા સહજ સદ્ગુણને અનુસરી ક્ષમા ન કરો તો મારે માટે બીજો શો ઉપાય? જે મજ્જાગત છે તે એક દિવસમાં નથી જતું. એ દોષને સુધારતાં તો મારો આ જન્મ વહી જશે એમ લાગે છે.

૮ મી જાન્યુઆરીએ આવવાનું નક્કી હતું, પણ ન આવી શકાયું. પરંતુ એ મારી ઇચ્છિાથી નથી થયું. ભગવાન જ્યાં લઈ ગયા ત્યાં જવું પડ્યું. આ વખતે હું મારા કાર્યને માટે નહિ પણ એમના કાર્યને માટે રોકાયો હતો. મારી માનસિક અવસ્થા હવે બદલાઈ ગઈ છે, પણ એ વાત આ પત્રમાં નહિ લખું. તમે અહીં આવશો એટલે જે કાંઈ કહેવું છે તે ત્યારેજ કહીશ. હમણાં તો માત્ર એટલુંજ કહેવું બસ છે કે હવે હું મારી પોતાની ઇચ્છિાને આધીન નથી. ભગવાન જ્યાં લઈ જશે ત્યાંજ એમના કરણરુપે જવું

પડશે. હમણાં આ વાતનું રહસ્ય સમજવું તમારે માટે જરા અઘરું છે, પણ તમને એ કહી રાખવું જરૂરનું છે; નહિતો મારું વર્તન કદાચ તમારા આક્ષેપ અને દુઃખનું કારણ થઈ પડે. તમે એવું ન માની લેશો કે હું તમારી ઉપેક્ષા કરીને આ કાર્ય કરું છું. આજ સુધી તમારી વિરુદ્ધ મેં અનેક અપરાધ કર્યા છે, અને તેથી તમને જે અસંતોષ થયો એ સ્વાભાવિક હતો. પરંતુ હવે હું સ્વાધીન નથી. હવેથી મારા બધાંય કાર્યો મારી ઈચ્છા ઉપર નિર્ભર ન થતાં ભગવાનના આદેશ અનુસાર થાય છે એ તમને જણાવવું રહ્યું. જ્યારે તમે આવશો ત્યારે આ રહસ્ય બરાબર સમજશો. ભગવાને એની અપાર કરુણાના જે પ્રકાશના દર્શન મને કરાવ્યાં છે એવાં દર્શન તમને પણ કરાવશે એવી આશા રાખું છું. પણ એતો એ કૃપાળુની ઈચ્છા ઉપર નિર્ભર છે. જો તમે મારી સહધર્મચારિણી બનવા ઈચ્છતા હો તો પ્રાણપણથી પ્રયત્ન કરો; જેથી એ તમારી દૃઢ ઈચ્છાના બળે તમને પણ પોતાનો કરુણાપંથ બતાવે. આ પત્ર કોઈને પણ બતાવશો નહિ, કારણ કે આમાં જે વાતો લખી છે તે મારી ગુપ્ત વાતો છે. તમારા વિના બીજા કોઈને મેં આ વાતો કરી નથી અને કહેવાનો પણ નિષેધ છે. આજે આટલું જ.

તમારો

**સ્વામી**-

તા. ક.

સાંસારિક વાતો મેં સરોજિનીના પત્રમાં લખી છે એટલે તમને જુદી લખવાની જરૂર નથી એતો તમને માત્ર વાંચવાથી જ જણાશે.

## ૩

૬ ઠ્ઠી ડીસેમ્બર, ૧૯૦૭.

**પ્રિય મૃણાલિનિ,**

પરમ દિવસે તમારો પત્ર મળ્યો. તેજ દિવસે મેં તમને ઉનની ચાદર મોકલી હતી. તમને એ કેમ ન મળી એ હું નથી સમજી શકતો.

*   *   *   *

મને અહીં એક પળની પણ નવરાશ નથી. લખવાનો ભાર મારા ઉપર, મહાસભાનો કાર્યભાર મારા ઉપર, અને 'વંદેમાતરમ્'નો ઝગડો પતાવવાનો ભાર પણ મારા ઉપર છે. આ બધું સંભાળવું મારી શક્તિની બહાર છે. એ સિવાય મારું પોતાનું કામ પણ હોય છે, તેને પણ હું છોડી શક્તો નથી.

મારી એક વાત સાંભળશો ? હાલ મારી સ્થિતિ શોચનીય થઈ પડી છે. ચારે બાજુએથી જે આકર્ષણો થાય છે એ જોતાં તો માણસ પાગલ બની જાય. આવે વખતે જો તમને પણ અસ્થિર જોઈશ તો મારી ચિંતા અને દુર્ભાવના વધી જશે. પણ જો તમે ઉત્સાહભર્યો અને સાંત્વનામય એક પત્ર લખશો તો મને વધારે બળ મળશે, અને પ્રફુલ્લ

ચિત્તે બધીય વિપત્તિ અને ભયને જીતી શકીશ. હું જાણું છું કે દેવઘરમાં એકલા રહેતાં તમને દુ:ખ થાય છે, પણ મનને દૃઢ કરી શ્રદ્ધા ઉપર આધાર રાખવાથી દુ:ખ ઓછું થશે. જ્યારે મારા તમારી સાથે લગ્ન થયાં છે તો આ દુ:ખ તમારા ભાગ્યમાં અનિવાર્ય છે. વખતોવખત વિયોગ તો થશે જ, કારણ કે સાધારણ બંગાળીની જેમ પરિવાર અને સ્વજનોના સુખને હું મારા જીવનનો ઉદ્દેશ બનાવી શકું એમ નથી. એવી અવસ્થામાં મારો ધર્મ એ જ તમારો ધર્મ હોવો જોઈએ. મારા નિર્દિષ્ટ કર્મની સફળતામાં તમે જો તમારું સુખ સમાયલું છે એમ ન માનો તો બીજો ઉપાય નથી. બીજી પણ એક વાત તે એ કે તમે હમણાં જેમની સાથે રહો છો એ લોકોમાંથી ઘણા તો આપણા વડીલો છે. એટલે એ લોક કદાચ કટુવચન બોલે, અઘટિત વાત કહે તો પણ તમે દીલગીર થઈ દુ:ખી ન થશો. અને તેઓ જે કંઈ કહે છે તે મનસ્વી રીતે કહે છે અથવા તમને દુ:ખી કરવા કહે છે એવું ન માની લેશો. ઘણીવાર ક્રોધમાં વગર વિચાર્યે ઘણી વાતો બોલાઈ જવાય છે, પણ એને પકડી રાખવી ઉચિત નથી. તમે જો ત્યાં ન જ રહી શકો એમ હો તો હું ગિરીશ બાબુને કહીશ કે હું જેટલા દિવસ કોન્ગ્રે-સમાં રહું તેટલા દિવસ દાદામહાશય ત્યાં રહે.

આજે હું મેદનીપુર જાઉં છું. ત્યાંથી પાછો આવીને અહીંની સર્વ વ્યવસ્થા કરીને સુરત જઈશ. કદાચ ૧૫ કે ૧૬ મી તારીખે જવાનું થશે. બીજી જાન્યુઆરીએ તો હું પાછો ફરીશ.

તમારો—

૪

૭ મી એપ્રિલ, ૧૯૨૦

**પ્રિય બારિન,***

તમારો પત્ર મળ્યો, પરંતુ હજી સુધી એનો ઉત્તર નથી આપી શક્યો. તમને પત્ર લખવા બેઠો છું એ પણ એક ચમત્કાર છે. કારણકે મારે પત્ર લખવાનું થાય છે Once in a blue moon અને તેમાંય બંગાળીમાં તો આ પાંચ સાત વર્ષમાં એક્કેવાર પત્ર લખ્યો નથી. આ પત્ર પૂરો કરીને જ્યારે ટપાલમાં નાંખીશ ત્યારે આ ચમત્કાર પૂર્ણ થશે.

પહેલાં તમારા યોગ વિષે. તમે તમારા યોગનો ભાર મને આપવા ચાહો છો; હું તો તે લેવા રાજી છું. આનો અર્થ એ છે કે જે તમને અને મને પ્રકટ કે અપ્રકટ ભાવથી પોતાની દિવ્યશક્તિ દ્વારા દોરે છે તેને જ આ ભાર સોંપવાનો છે. એટલું જરૂર માનજો કે એનો જ આપેલો મારો આ યોગમાર્ગ છે. અને એ માર્ગે જ ચાલવું પડશે. લેલેએ જે આપ્યું હતું તે લઈને મેં શરુઆત કરેલી. એ

---

* આંબ્અકેસમાં કાળાપાણીની સજા ભોગવી પાછા આવેલા પોતાના નાના બંધુ બારીન્દ્રકુમાર ઘોષ ઉપર લખાયેલો પત્ર.

અવસ્થા હતી માર્ગ શોધવાની, આમતેમ જોઈ લેવાની, પુરાતન ખંડ યોગમાંથી કંઈક કંઈક નીરખવાની, કંઈક લઈને જોવાની, કોઈકની પરીક્ષા કરવાની અને કોઈકનો સાક્ષાત્કાર કરીને બીજાની પાછળ જવાની.

પોન્ડિચેરીમાં આવ્યા પછી આ ચંચળ અવસ્થા ચાલી ગઈ. અંતર્યામીએ મારા માર્ગનો મને પૂર્ણ નિર્દેશ કર્યો. એનું સંપૂર્ણ તત્ત્વ એ છે કે યોગ શરીરના દસ અંગ છે. દસ વરસથી અનુભવ દ્વારા અંતર્યામી એનો જ વિકાસ કરી રહ્યા છે. હજી સુધી અંત નથી આવ્યો. કદાચ હજી ય બે વર્ષ લાગશે. અને જ્યાં સુધી એ પૂરો નહિ થાય ત્યાં સુધી હું બંગાળ નહિ આવી શકું. પોન્ડિચેરી જ મારી યોગ-સિદ્ધિનું નિર્દિષ્ટ સ્થાન છે; હા, પણ એક અંગની સિદ્ધિ સિવાય. તે એક અંગ તે કર્મ. મારા કર્મનું કેંદ્ર બંગાળ થશે અને હું આશા રાખું છું કે એની સીમામાં સમસ્ત ભારતવર્ષ અને પૃથ્વીનો સમાવેશ થશે.

યોગમાર્ગ શું છે એ તો હું પછીથી લખીશ; અથવા તો તમે અહીં આવશો એટલે રૂબરૂ જ કહીશ. આવી બાબતોમાં કાંઈ પણ લખીને જણાવવા કરતાં રૂબરૂ કહેવું એ જ ઈષ્ટ છે. હમણાં તો માત્ર એટલું કહી શકું છું કે પૂર્ણ જ્ઞાન, પૂર્ણ કર્મ અને પૂર્ણ ભક્તિના સામંજસ્ય અને ઐક્યને મનોમય ભૂમિકા પર લઈ જઈને મનની ઉપર જે વિજ્ઞાન-ભૂમિકા છે ત્યાં જ તેમને પૂર્ણ અને સિદ્ધ કરવાં એ જ પૂર્ણયોગનું મૂળ તત્ત્વ છે. પુરાતન યોગનો દોષ એ હતો કે મન અને બુદ્ધિને જાણતો, આત્માને જાણતો અને મનમાં જ આધ્યાત્મની અનુભૂતિ કરીને સંતુષ્ટ રહેતો હતો; પરંતુ

મન અપૂર્ણનેજ ગ્રહણ કરી શકે છે; અનંત, અખંડ ને સંપૂર્ણ રીતે ગ્રહણ કરી શકતું નથી; અને કદાચ ગ્રહણ કરવા ચ્હાય તો પણ એના ઉપાય છે સમાધિ, મોક્ષ અને નિર્વાણ. બીજો ઉપાય નથી. એ લક્ષ્યહીન મોક્ષને કોઈ કોઈ મેળવી શકે છે પણ એનાથી શું લાભ? બ્રહ્મ, આત્મા, ભગવાન તો છે જ. ભગવાન તો ચ્હાય છે કે તે પોતાને વ્યષ્ટિ અને સમષ્ટિમાં મૂર્તિમંત કરે–to realise God in life.

પુરાતન યોગપ્રણાલિકા આધ્યાત્મિકતા અને જીવનનું સામંજસ્ય સ્થાપન કરી શકી ન હતી. એણે જગતને માયા અથવા અનિત્યલીલા કહીને ઊડાવી દીધું છે. એનું પરિણામ આવ્યું જીવનશક્તિનો હ્રાસ, ભારતની અવનતિ. ગીતામાં જે કહ્યું છે "**उत्सीदेयु रिमेलोकाः नकूर्य्या कर्म्म ये द्दहम्:**" ભારતના આ લોકનો (these livies) વાસ્તવિક રીતે વિનાશ થઈ ગયો છે. કોઈ સંન્યાસી અને વિરાગી મુક્ત થાય, કોઈ ભક્ત પ્રેમ, ભાવ અને આનંદમાં મસ્ત બને અને સમસ્ત સમાજ પ્રાણહીન, બુદ્ધિહીન બનીને ઘોર તમોભાવમાં ડૂબી જાય એ કયા પ્રકારની આત્મસિદ્ધિ છે? પહેલાં મનોમય ભૂમિકા ઉપર જેટલી ખંડ અનુભૂતિઓ છે તેમને મેળવીને મનને આધ્યાત્મિક રસમાં તરબોળ કરી દિવ્ય તેજથી આલોકિત કરવું પડે છે અને પછી એની પણ ઉપર જવું પડે છે. વિજ્ઞાન ભૂમિકાની ઉપર ન જવાય તો જગતના અંતીમ રહસ્યને જાણવું અસંભવિત છે; વિશ્વની સમસ્યાની વાસ્તવિક મીમાંસા કરવી અશક્ય છે. ત્યાં આત્મા અને જગત, આધ્યાત્મિકતા અને જીવન એ દ્વંદની અવિદ્યા નથી રહેતી, ત્યાં જગત માયા નથી જણાતું, જગત ભગવાનની સનાતન લીલા છે, આત્માનો નિત્યવિકાસ છે એવો સાક્ષાત્કાર થાય

છે. અને ત્યારે જ ભગવાનને પૂર્ણ રીતે પામવા સંભવિત બને છે, ગીતામાં જેને "**समग्रमां ज्ञातुम्**" કહ્યું છે. શરીર, પ્રાણુ, મન, વિજ્ઞાન અને આનંદ એ આત્માની પાંચ ભૂમિકાઓ છે. હું જેમ જેમ ઉપર જાઉં છું તેમ તેમ માનવના Spiritual evolution (આધ્યાત્મિક સમુત્ક્રાંતિ) ની પૂર્ણસિદ્ધિ પાસે આવતી જાય છે. વિજ્ઞાનની ભૂમિકાપરથી આનંદની ભૂમિકા ઉપર જવું સહજ બની રહે છે. ત્યાં કેવળ ત્રિકાલાતીત પરબ્રહ્મમાં જ નહિ પરંતુ દેહમાં, જગતમાં અને જીવનમાં એ અખંડ અને અનંત આનંદની અવસ્થાની પ્રતિષ્ઠા થાય છે. પૂર્ણ સત્તા, પૂર્ણ ચૈતન્ય અને પૂર્ણ આનંદ વિકસિત થઈને જીવનમાં મૂર્તિમંત બને છે. આ જ મહાપ્રયત્ન મારા યોગ માર્ગનું મૂળ રહસ્ય છે.

આવું થવું સહજ નથી. આજે પંદર વર્ષના પ્રયત્ન પછી વિજ્ઞાનના ત્રણે સીરો ઉપરથી નીચેના સ્તર ઉપર ઊતરીને નીચેની સકલ વૃત્તિઓને ઉપર ખેંચી લાવવાનો પ્રયત્ન કરું છું. પરંતુ જ્યારે સિદ્ધિ પૂર્ણ થશે ત્યારે ભગવાન મારી દ્વારા બીજાઓને વિજ્ઞાન (Superemind) સહજ જ અર્પી શકશે. ત્યારે જ મારા મૌલિક કાર્યનો આરંભ થશે. હું કર્મસિદ્ધિને કાજે અધીર નથી. જે થવાનું છે તે ભગવાનના નક્કી કરેલા સમયે જરૂર થશે જ. ઉન્મત્તની જેમ દોડીને ક્ષુદ્ર અહંકારની ક્ષણજીવી શક્તિથી કર્મક્ષેત્રમાં કૂદી પડવાની મારી વૃત્તિ નથી. કદાચ કર્મસિદ્ધિ ન થાય તો પણ હું ધૈર્ય તો નથી જ ખોવાનો. આ કાર્ય મારું નથી, ભગવાનનું છે. હું બીજા કોઇનો પોકાર સાંભળવાનો નથી. ભગવાન જ્યારે આજ્ઞા કરશે ત્યારે જ આગળ પ્રયાણ કરીશ.

હું જાણું છું કે બંગાળ જોઈએ તેવું ક્ષેત્ર નથી. ત્યાં આધ્યાત્મિકતાની જે ભરતી આવેલી છે તે મોટે ભાગે પુરાતનનું જ નૂતન સ્વરૂપ છે; વાસ્તવિક રૂપાંતર નથી. પરંતુ એની ય આવશ્યક્તા હતી. બંગાળે પુરાતન યોગને પોતાનામાં ચેતાવીને એ જૂના સંસ્કારનો ક્ષય કરીને, એના મૂળ સારને ગ્રહણ કરીને ભૂમિકાને રસાળ કરી છે. પહેલાં વેદાંત એટલે અદ્વૈતવાદ, સંન્યાસ, શંકરની માયા વગેરેનો વાસો હતો. આજે વૈષ્ણવધર્મ એટલે લીલા અને પ્રેમ તથા ભાવ અને આનંદની મસ્તીનો વારો છે. આ બધું પુરાતન છે, નવયુગને ઉપયોગી નથી. હાલની ઉન્માદભરી અવસ્થા ટકી શકતી નથી. પરંતુ વૈષ્ણવધર્મનો એક ગુણ એ છે કે તે ભગવાનની સાથે જગતનો સંબંધ માને છે. એ ધર્મ અનુસાર જીવનનો એક અર્થ થાય છે; પરંતુ એનો ભાવ અપૂર્ણ હોવાને કારણે પૂર્ણ સંબંધ અને પૂર્ણ અર્થ પ્રકટ થતો નથી. જે પક્ષાપક્ષીના સવાલ તરફ તમારું ધ્યાન દોરાયું છે તે બરોબર જ થયું છે. મનનો ધર્મ છે કે ખંડને સમગ્ર રૂપે રજુ કરવું. જે સિદ્ધ પુરુષ ભાવને લઈને આવે છે તે અપૂર્ણ ભાવનું અવલંબન કરીને પણ પૂર્ણનું કંઈને કંઈ સંધાન રાખે છે; તો પણ તે પૂર્ણને મૂર્ત નથી કરી શકતા. એટલે મૂર્ત ન થવાને કારણે એ પૂર્ણભાવ શિષ્યોને મળતો નથી. પરંતુ પોટલી બાંધવા વાળાને પોતાની પોટલી બાંધવા દો. દેશમાં જે દિવસે ભગવાનનું પૂર્ણ અવતરણ થશે તે દિવસે એ પોટલીઓ આપોઆપ છૂટી જશે. આ સર્વ કાચી અને અપૂર્ણ અવસ્થાના લક્ષણો છે. એનાથી હું ચલાયમાન થવાનો નથી. આધ્યાત્મિકતાના ભાવનો ખેલ દેશમાં અને

પક્ષોમાં જે ભાવથી થાય તે ભાવથી ભલે થાય પછીથી જોઈ લેવાશે. આ નવયુગની બાલ્યાવસ્થા છે, એટલું જ નહિ એને તો ગર્ભાવસ્થા પણ કહી શકાય. નવયુગનો આ આરંભ નથી, આભાસ માત્ર છે. વિજ્ઞાનની ભૂમિકામાં જ આ યોગની સિદ્ધિનો પાયો છે, એ જ એની વિશિષ્ટતા છે. મારા યોગની સાધના જે લોકો કરી રહ્યા છે તેઓમાં પહેલાં પ્રાચીન સંસ્કારો ખૂબ હતા. એમાંથી ઘણા દૂર થયા છે અને કેટલાક દૂર થવાના બાકી છે. પહેલા તમારામાં પણ સંન્યાસના સંસ્કાર હતા. તમે અરવિન્દ મઠ સ્થાપવાનો વિચાર કરતા હતા. આજે તમારી બુદ્ધિએ માની લીધું છે કે સંન્યાસ નહિ જોઈએ પણ પ્રાણ ઉપરના સંસ્કાર હજી ભૂંસાયા નથી. એટલા માટે જ તમો સંસારમાં રહીને ત્યાગી સંસારી થવાનું કહો છો. તમને કામનાના ત્યાગની આવશ્યકતા સમજાઈ છે પરંતુ કામનાના ત્યાગ અને આનંદના ભોગનું સામંજસ્ય સમજાયું નથી. બંગાલીના સાધારણ સ્વભાવ અનુસાર તમે મારા યોગને સ્વીકાર્યો હતો. ભક્તિ અને કર્મની દૃષ્ટિએ જેટલો સ્વીકાર્યો હતો તેટલો જ્ઞાનની દૃષ્ટિએ નહોતો સ્વીકાર્યો. આજે કંઈક જ્ઞાન જાગ્યું છે પણ હજી ઘણું જાગવાનું બાકી છે. લાગણીના આવેશનું ધુમ્મસ હજી વિખરાયું નથી. તમે લોકો હજી સાત્વિકતાના તમારા નાનાશા circle ની બહાર જઈ શક્યા નથી. અહંકાર હજી પણ છે. મારે પણ કંઈ ઉતાવળ નથી. હું તમને તમારા સ્વભાવ પ્રમાણે વિકાસ સાધવા દઉં છું. એક બીબામાં સૌને ઢાળવા નથી ઇચ્છતો. મૂળ સર્વમાં એક જ છે અને તે જુદી જુદી મૂર્તિઓમાં જુદું જુદું રૂપ ધારણ કરશે. તમારા સર્વની અંદર હું મારી

સાધના ઉછેરી રહ્યો છું, સંગઠીત કરી રહ્યો છું. બહારનું સંગઠ્ઠન કરવા હું નથી માગતો.

ભિન્નતાના પાયા ઉપર પ્રતિષ્ઠિત સમા જ મારે નથી જોઈતો. મારે તો આત્માની ઉપર પ્રતિષ્ઠિત થએલો આત્માના ઐક્યની મૂર્તિ–સંઘ જોઈએ છે. આ વિચાર અને ભાવને લઈને જ દેવસંઘ નામ આપેલું. જે લોકો દેવજીવનના અભિપ્સુ હોય તેમનો સંઘ એ દેવસંઘ છે. આ પ્રકારનો સંઘ એક કેંદ્રસ્થાને સ્થાપન કરીને એની શાખાઓ દેશભરમાં પ્રસારવી પડશે. આ સંઘની ઉપર જો અહંકારની છાયા પડે તો સંઘ એ પક્ષના રૂપમાં પલટાઇ જાય.

તમે કદાચ કહેશો કે સંઘની શી આવશ્યકતા છે? મુક્તાત્મા રૂપે ઘટઘટમાં રહીશ. બધું એકમય થઈ જાય અને એજ અનંત એકમયતામાં જે થવાનું હોય તે થાય. આ સત્ય નથી પણ સત્યનો માત્ર અંશ છે. કેવળ નિરાકાર આત્મા સાથે આપણા લોકોનો સંબંધ નથી, જીવનને પણ નભાવવું પડશે અને મૂર્તિ વિના જીવન સક્રિયતા ધારણ કરી શકતું નથી. અરૂપનું મૂર્ત થવું, નામ રૂપ ગ્રહણ કરવું એ માત્ર માયાનું વૈચિત્ર્ય નથી; રૂપનું અત્યંત પ્રયોજન હોવાને કારણે જ રૂપ અસ્તિત્વમાં આવે છે. આપણે જગતના કોઈ પણ કાર્યને છોડવાના નથી. રાજનીતિ, વાણિજ્ય, સમાજ, કાવ્ય, શિલ્પકળા, સાહિત્ય બધુંય રહેશે; પણ સૌમાં નવો પ્રાણ પૂરવો પડશે અને સૌને નવું સ્વરૂપ આપવું પડશે.

રાજનીતિને મેં શા માટે છોડી દીધી? એનું કારણ એજ છે કે આપણા લોકની રાજનીતિ ભારતની અસલ

રાજનીતિ નથી. વિલાયતથી એની આયાત થઈ છે, વિલાયતી ઢંગનું અનુકરણ માત્ર છે, પરંતુ એનીય આવશ્યકતા હતી. એમ ન કર્યું હોત તો દેશ કદાચ જાગ્રત પણ ન થાત, અને આપણા લોકોને પોતાનું સાચું ભાન પણ ન થાત. ભારતના અન્ય પ્રદેશમાં આની હજી જેટલી જરૂર છે એટલી હવે બંગાળમાં નથી. કારણ હવે પડછાયા પાછળ ન દોડતાં મૂળ વસ્તુને પકડવાનો સમય આવ્યો છે. ભારતના અંતરઆત્માને જગાવીને સર્વ કાર્યો એને અનુરૂપ કરવાં જોઈએ.

લોકો આજ કાલ રાજનીતિને આધ્યાત્મિક સ્વરૂપ આપવા માગે છે. એનું પરિણામ આવશે Indianised Brolshevism (ભારતીય સામ્યવાદ). અને એવા પરિણામનું પણ બહુ દુઃખ નથી; જેવી જેને પ્રેરણા હોય તેવું તે ભલે કરે, પરંતુ વાસ્તવિક વસ્તુ એ નથી. અશુદ્ધ આધારમાં આધ્યાત્મિક શક્તિ રેડવાથી કાચા માટીના વાસણમાં શરાબ નાંખવાથી જેવું પરિણામ આવે છે તેવું પરિણામ આવશે. એ વસ્તુય ભાંગી જશે અને શરાબ પણ વહી જશે. એટલે આધ્યાત્મિક શક્તિ લૂપ્ત થઈને એ વસ્તુ તો એના મૂળ અશુદ્ધ સ્વરૂપમાં જ રહી જશે. બધા ક્ષેત્રોમાં આવું જ થાય છે. હું આધ્યાત્મિક શક્તિ આપી શકું પણ એ શક્તિનો ઉપયોગ મંદિરમાં વાનરની મૂર્તિ સ્થાપન કરીને બેસાડવામાં થશે. હા, વાનર પ્રાણપ્રતિષ્ઠા દ્વારા સમર્થ થઈને જ્યાં સુધી એ શક્તિ રહેશે ત્યાં સુધી હનુમાન બનીને અનેક કાર્યો કરી શકે છે; પરંતુ આપણે ભારતમંદિરમાં હનુમાન નથી જોઈતા; આપણે તો સાક્ષાત રામ જ જોઈએ છે.

તમે સર્વનો સમાગમ કરી શકો છો પણ પોતાના આદર્શના ભાવ અને સ્વરૂપને અક્ષુણ્ણ રાખીને સૌના

વાસ્તવિક માર્ગનું દર્શન થાય એ યોગ્ય છે. આમ નહિ કરવાથી તમે તમારી દિશા ભૂલી જશો, અને જે વાસ્તવિક કાર્ય છે તે રહી જશે. વ્યક્તિગત ભાવથી જરૂર કંઇક થશે પણ સંઘના રૂપમાં એનાથી દસ ઘણું થશે, પણ હજી એ સમય નથી આવ્યો. જો વહેલું એને રૂપ આપવામાં આવે તો જેવું ઇચ્છીએ છીએ તેવું રૂપ નહિ આવે.

સંઘ પ્રથમ આપણી કાર્યસિદ્ધિના સોપાનનું રૂપ હશે. જે લોકોને આદર્શની પ્રાપ્તિ થઈ છે એ લોકો સંગઠીત થઈને જુદા જુદા સ્થાનોમાં કામો શરૂ કરશે, પછી ધીમે ધીમે Spiritual comune (દેવસંઘ) ના સ્વરૂપમાં સંગઠીત થઇ સર્વ કાર્યોને યુગાનુરૂપ આકૃતિ આપશે. અચલાયતનનું રૂપ નહિ પણ સ્વાધીન રૂપ. સાગરની જેમ એ વિસ્તરી જશે જુદી જુદી નહેરો રૂપે સર્વ સાથે ઐક્ય સાધીને સર્વને આત્મસાત કરશે.

આ રીતે Spiritual comunity નું સ્વરૂપ નિર્માણ થશે. હાલ તો મારા મનમાં આ ભાવના છે, પણ એનો સંપૂર્ણ વિકાસ નથી થયો. આ બધું ભગવાનના હાથમાં છે.

હવે તમારા પત્રની કેટલીક ખાસ વાતોનો ઉત્તર આપું. તમારા યોગની બાબતમાં હું વિશેષ લખવા નથી ઇચ્છતો. રૂબરૂ આવવાથી જ વધારે ચોખવટ થશે. દેહને શબ માનવું એ સંન્યાસના નિર્વાણ પક્ષનું એક લક્ષણ છે. આ ભાવથી સંસાર નથી ચાલી શકતો. આત્મામાં જેવો આનંદ છે તેવો દેહમાં પણ જોઈએ. દેહ પણ ચૈતન્યમય છે, ભગવાનનું જ રૂપ છે. વિશ્વમાં જે કંઈ છે તેમાં ભગવાન નિરખવાથી

"**सर्व मिदं ब्रह्म, वासुदेव सर्व मिति**" એ દર્શન થવાથી વિશ્વાનંદ થાય છે. શરીરમાં પણ એજ આનંદનો મૂર્ત તરંગ દોડે છે; આવી અવસ્થામાં આધ્યાત્મિક ભાવથી પૂર્ણ બનીને સંસાર વ્યવહાર કરી શકાય છે, અને બધાય કર્મોમાં ભગવાનનો આનંદમય વિકાસ અનુભવી શકાય છે. ઘણા વખતથી મેં મનોમય ભૂમિકા પર મન અને ઇંદ્રિયોના સકળ વિષયોને અને અનુભૂતિઓને આનંદમય કર્યા છે. અને હવે સૌએ વિજ્ઞાનાનંદનું રૂપ ધારણ કર્યું છે. આજ અવસ્થામાં સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર થાય છે.

દેવસંઘની વાતો લખતાં તમે લખ્યું છે કે " હું દેવ નથી, પણ ઘડાયલું અને પાણી પાએલું લોખંડ છું." દેવ કોઇ નથી પરંતુ દરેક માનવના અંતરમાં દેવ છે; અને એમને પ્રકટ કરવા એજ દેવજીવનનું લક્ષ્ય છે. એ સર્વ કોઇ કરી શકે છે. તમે જેમના વિષે લખ્યું એ મહાન આધાર છે એ હું માનું છું પણ તમારા પોતાના સંબંધમાં તમારું વર્ણન મને યથાર્થ નથી લાગતું. ગમે તેવો આધાર હોય પરંતુ એક વખત ભગવાનનો સ્પર્શ થતાં, આત્મા જાગ્રત થતાં પછી નાના મોટાનો સવાલ રહેતો નથી. હા, કેટલાકને વધારે મુશ્કેલી નડે છે, વધારે સમય પણ લાગે છે; પરંતુ એ પણ નક્કી ન કહેવાય, એવું ન પણ થાય. અંતરના દેવ આ બધી મુશ્કેલીઓ અને ન્યુનતાનો હિસાબ નથી કરતા, એતો સર્વને દૂર ખસેડીને પોતાનો માર્ગ કરી લે છે. મારામાં પણ ઓછી ત્રૂટિઓ હતી? મન, ચિત્ત, પ્રાણ અને દેહની બાધાઓ ઓછી હતી? મને પણ લાંબો સમય નથી લાગ્યો? મારી ભગવાને કેટલી કસોટી કરી છે

એ હું શું કહું? આટલા સમય પછી પણ હું દેવ બન્યો છું કે શું બન્યો છું એની મને ખબર નથી; પણ કંઇક બન્યો છું અથવા બની રહ્યો છું. ભગવાન જે સ્વરૂપ ઘડવા ઇચ્છે છે તે યથેષ્ટ છે. સર્વની એવી જ દશા છે. આ યોગની સાધના આપણી શક્તિથી નહિ પણ ભગવાનની શક્તિથી થાય છે.

હું જે ઘણા દિવસથી જોઈ રહ્યો છું તેમાંથી બેએક વાતો કરવા તમને કહીશ. મારું માનવું એ છે કે ભારતવર્ષની દુર્બળતાનું મુખ્ય કારણ પરાધીનતા નથી, દારિદ્રય નથી, આધ્યાત્મબોધ અથવા ધર્મનો અભાવ નથી; એ દુર્બળતાનું કારણ ચિંતનશક્તિનો અભાવ, જ્ઞાનની જન્મભૂમિકા ઉપર અજ્ઞાનનો વિસ્તાર છે. હું બધે ઠેકાણે inability અથવા unwillingness to think–વિચાર કરવાની અશક્તિ અથવા અક્ષમતા જોઉં છું. મધ્યયુગમાં અવનતિનું લક્ષણ ગમે તે હો પરંતુ આજે તો આ ભાવ જ ઘોર અવનતિનું કારણ છે. મધ્યયુગ રાત્રિકાળ હતો, અજ્ઞાનના સામ્રાજ્યનો કાળ હતો. આજે જ્ઞાનના વિજયનો યુગ પ્રવર્તી રહ્યો છે. જેઓ અધિક વિચાર અને ચિંતન કરે છે, વિશ્વના સત્યને ગંભીરતા પૂર્વક જાણે છે તેઓ વધારે શક્તિ મેળવે છે. યુરોપમાં તમે બે વસ્તુ જોશોઃ અનંત વિશાળ વિચારનો સાગર અને વેગવતી છતાં નિયંત્રીત શક્તિનો સાચો ઉપયોગ. યુરોપની સર્વ શક્તિ આજે આમાં જ દેખાય છે. એજ શક્તિના બળથી એણે જગત ઉપર પોતાની સત્તા જમાવી છે; લોકો કહે છેઃ 'યુરોપ વિનાશને માર્ગે દોડી રહ્યું છે,' પણ હું એવું નથી માનતો. યુરોપમાં આજે જે વિપ્લવો અને ઉથલપાથલ થઇ રહ્યાં છે એ નવસર્જનની ભૂમિકાનાં સૂચક લક્ષણો છે.

હવે ભારત તરફ દૃષ્ટિ કરો. કેટલાક Solitary Giant (મહાપુરુષો) સિવાય બધે ઠેકાણે સામાન્ય માણસો છે. આ માણસોને ચિંતન નથી જોઇતું, તેઓ કરી શકતા પણ નથી. એમનામાં શક્તિનો આભાસ માત્ર છે. એવાઓમાં બહુ તો ક્ષણભર ઉત્તેજના રહી શકે છે. ભારતને સરળ વિચાર અને સીધી વાત જોઇએ છે; યુરોપને ગંભીર વિચાર અને ગહન કથાની મહત્વાકાંક્ષા છે. યુરોપમાં સામાન્ય મજૂર પણ વિચાર કરી શકે છે. યુરોપના જીવનમાં જિજ્ઞાસાને સ્થાન છે, વળી એઓ માત્ર જાણીને જ સંતુષ્ઠ નથી થતા પરંતુ એનો અમલ પણ કરી જુએ છે. ખામી એટલી જ છે કે યુરોપનાં શક્તિ અને વિચારને ઘાતક સીમા છે. આધ્યાત્મિક ક્ષેત્રમાં એની ચિંતનશક્તિ કાર્ય જ નથી કરી શકતી. આ સર્વ વસ્તુઓને યુરોપ ઉકેલી ન શકાય એવા કોયડાઓ અને અસ્પષ્ટ યોગિક ભ્રમણા સમજે છે. ધૂમાડામાં જાણે આંખો ચોળ્યા કરે છે પણ એને કશું સ્પષ્ટ દેખાતું નથી. પરંતુ આ સીમા ઓળંગવા માટે ત્યાં પ્રયત્નો પણ ઓછાં નથી થતાં. અધ્યાત્મજ્ઞાન આપણા પૂર્વ પુરુષો તરફથી મળેલો વારસો છે. જેમની પાસે એવું જ્ઞાન છે તેમની પાસે એવું ઐશ્વર્ય છે કે જેની એક ફુંક માત્રથી યુરોપનું સમસ્ત બળ ઊડી જાય. પણ એ બળ મેળવવા માટે શક્તિની, ઉપાસનાની જરૂર છે. પરંતુ આપણે તો શક્તિના ઉપાસક નથી; સહજ અને સરળના ઉપાસક છીએ. શક્તિ એમને એમ મેળવી શકાતી નથી. આપણા પૂર્વજોએ મહાન ચિંતન સાગરને પાર કરીને વિશાળ જ્ઞાનનો સાક્ષાત્કાર કર્યો હતો અને એને અનુરૂપ ભવ્ય સંસ્કૃતિની પ્રતિષ્ઠા કરી હતી. વખત જતાં એ

માર્ગના પ્રવાસમાં અવસાદ આવવાને કારણે ક્લાંત થઇ જતાં, ચિંતનનો વેગ ઓછો થતો ગયો અને પરિણામે શક્તિ પણ ક્ષીણ થતી ગઇ. આપણી સંસ્કૃતિ અચલાયતન થઇ ગઇ છે, ધર્મ પરિણત થઇ ગયો છે, ગુણગ્રાહકતા અને આધ્યાત્મિક ભાવ કેવળ ક્ષીણ તેજના અને ક્ષણિક ઉન્માદના તરંગ માત્ર થઇ ગયાં છે. આ અવસ્થા જેટલા દિવસ રહેશે તેટલા દિવસ ભારતનું સ્થાયી પુનરૂત્થાન અસંભવિત છે.

બંગાળમાં તો આ દુર્બળતાની પરાકાષ્ઠા છે. બંગાળને તેજસ્વી બુદ્ધિ છે, ભાવની ક્ષમતા છે, આંતરસ્ફુરણા છે; આ સર્વ ગુણોમાં એ ભારતવર્ષમાં શ્રેષ્ઠ છે. આ સર્વ ગુણોની આવશ્યકતા છે પણ આ સંપૂર્ણ નથી. આની સાથે જો કદી ચિંતનની ગંભીરતા, ધીરતા, વીરોચિત સાહસ, અખંડ ઉદ્યોગશીલતા અને આનંદ હોય તો બંગાળી ભારતનો નહિ પણ જગતનો નેતા બની શકે છે. પરંતુ બંગાળીને આ નથી જોઇતું, એને તો સહજમાં બધું કરી લેવું છે. એને ચિંતન વિના જ્ઞાન, પરિશ્રમ વિના ફળ અને સરળ સાધના કરીને સિદ્ધિ જોઇએ છે. લાગણીની ઉત્તેજના એજ માત્ર એમની સમૃદ્ધિ છે, પરંતુ જ્ઞાનશૂન્ય લાગણીની અતિશયતા જ આ રોગનું લક્ષણ છે. ત્યાર બાદ પ્રમાદ અને તમોગુણ આવે છે. દેશમાં જ્યારે અવનતિની ભયંકરતા છવાઇ રહી છે, જીવનશક્તિનો હ્રાસ થઈ રહ્યો છે ત્યારે બંગાળીના પોતાના પ્રાંતની કેવી હાલત છે? ખાવા ધાન નથી, પહેરવા કપડાં નથી, ચારે તરફ હાહાકાર મચી રહ્યો છે. ધન–દોલત, વ્યવસાય અને વાણિજ્ય, જમીન અને ખેતી બધું જ બીજાના હાથમાં. જઈ રહ્યું છે. આપણે શક્તિની સાધના છોડી દીધી

અને શક્તિએ આપણો ત્યાગ કર્યો. બંગાળીઓ કહે છે અમે પ્રેમના સાધકો રહ્યા છીએ પરંતુ જ્યાં જ્ઞાન અને શક્તિ નથી ત્યાં પ્રેમ પણ ચિરંજીવ નથી રહેતો. ત્યાં તો સંકુચિતતા અને ક્ષુદ્રતા આવી જાય છે અને ક્ષુદ્ર તથા સંકુચિત મન પ્રાણ અને હૃદયમાં પ્રેમનું સ્થાન નથી. બંગાળમાં પ્રેમ પણ ક્યાં છે? જેટલું વૈમનસ્ય, મનદુઃખ, ઇર્ષ્યા, ઘૃણા અને પક્ષાપક્ષી બંગાળમાં છે એટલી ભેદક્લિષ્ટતા કદાચ ભારતમાં બીજે ક્યાંય નહિ હોય.

આર્ય જાતિના ઉદાર વીરયુગમાં આટલી ધમાલ અને ક્ષણિકતા ન હતાં. એ લોકો જે પ્રયત્નનો આરંભ કરતા હતા તે શતાબ્દિઓ સુધી અખંડ રહેતો હતો.

તમે કહો છો કે ભાવ અને ઉન્માદની જરૂર છે, દેશને ભાવોર્મિમય બનાવી દેવો જોઇએ. રાજકારણના ક્ષેત્રમાં અમે એ બધું કર્યું હતું અને એ સર્વ ધુળધાણી થઇ ગયું. આધ્યાત્મિક ક્ષેત્રમાં એ ગુણોથી શું વધારે સારૂં પરિણામ લાવી શકાશે? હું એમ નથી કહેતો કે એનું કંઇ પરિણામ જ નથી આવ્યું. જેટલી ચળવળ થાય છે તેનું કંઇને કંઇ પરિણામ જરૂર આવે છે. પરંતુ બહુ તો એ શક્યતા વધારે છે; સ્થાયી કાર્યસિદ્ધિ કરવાની આ સાચી રીત નથી. એટલા જ માટે હું લાગણીની ઉશ્કેરણીને કાર્યનો પાયો બનાવવા નથી માગતો. હું તો વિશાળતાપૂર્ણ ધીરોદાત્ત સમતા ઉપર મારી યોગ પ્રતિષ્ઠા કરવા માગું છું. જે આધાર (Being) આવી જાતની સમતાથી સર્જ્યું હશે તેનામાં સંપૂર્ણ અને અવિચલિત શક્તિનું અવતરણ થશે; શક્તિસમુદ્રમાં જ્ઞાન-સૂર્યના કિરણો, વિસ્તરશે અને એજ જ્યોતિર્મય વિસ્તારમાં

અનંત પ્રેમ અને ઐકયની અખંડ આનંદસમાધિ અનુભવાશે. મારે લાખો સાધકોની જરૂર નથી. ક્ષુદ્ર અહંકારથી મુક્ત એક સો માનવો ભગવાનના હથિયાર તરીકે કામ કરી શકે તોય બસ છે. પ્રચલિત ગુરુ પ્રણાલિકા ઉપર મારી આસ્થા નથી. હું ગુરુ થવા નથી માગતો. મારા સ્પર્શથી જાગીને અથવા બીજા કોઇના સ્પર્શથી જાગીને પણ કોઇ પોતાના સુપ્ત દેવત્વને પ્રકટ કરીને ભાગવત જીવનનો સાક્ષાત્કાર કરે એટલું જ હું ઇચ્છું છું અને આવા જ માનવદેવા આ દેશનો ઉદ્ધાર કરશે.

આ વાંચીને તમે એવું ન સમજશો કે બંગાળના ભવિષ્યને માટે મારામાં નિરાશા છે, એ લોકો કહે છે કે બંગાળમાં જ એ મહાજ્યોતિનું અવતરણ થશે એતો હું પણ માનું છું, પરંતુ ઢાલની બીજી બાજુ અર્થાત દોષ, ત્રુટિ, ન્યૂનતા પણ જોવાનો પ્રયત્ન કરવો જોઇએ. આ બધું રહેવાથી તો એ જ્યોતિ મહાજ્યોતિ રૂપ નહિ નિવડે અને એનો પ્રકાશ પણ ચિરસ્થાયી નહિ હોય.

આ અસાધારણ લાંબા પત્રનું તાત્પર્ય એ છે કે હું પણ મારી પોટલી બાંધી રહ્યો છું. મારો વિશ્વાસ છે કે આ પોટલી સંત પિટરની ચાદર જેવી છે; અનંતના જેટલા શિકાર છે તે આમાં ગર્જી રહ્યા છે. હમણા હું એ પોટલી નહિં છોડું. સમય આવ્યા પહેલાં છોડવાથી શિકાર બધા નાસી જશે. દેશમાં પણ હમણાં નહિ આવું. એનું કારણ એ નથી કે દેશ તૈયાર નથી; કારણ તો એ છે કે હું પોતે તૈયાર નથી. અપક્વ માનવ અપક્વ માનવોની વચ્ચે જઇને શું કરે ! ઇતિ.

તમારો ભાઈ—